# ગઝલ-રચના અંગે લઘુ-ગુરુ સમજ

લેખ : ઉદય શાહ

આ લેખમાં ગઝલમાં લઘુ-ગુરુ વજનમાં લેવાતી છૂટ વિશે ચર્ચા કરીશું પરંતુ ગઝલના છંદશાસ્ત્રની સમજ માટે મારાં ગુજરાતી પુસ્તક 'ગઝલનું છંદશાસ્ત્ર'નો (દ્વિતીય સંવર્ધિત આવૃત્તિ) અભ્યાસ કરવો રહ્યો. મારું પુસ્તક 'ગઝલનું છંદશાસ્ત્ર' કે જે પદ્યભાર આધારિત પદ્ધતિથી ગુજરાતી-હિન્દી જેવી ભાષાને અનુરૂપ ગઝલનું છંદશાસ્ત્ર પ્રસ્તુત કરે છે. પદ્યભાર આધારિત પદ્ધતિ દ્વારા ગઝલના છંદોમાં મુખ્ય અને ગૌણ પદ્યભાર અંગે વિસ્તૃત ચર્ચા સાથે કેટલાંક નવા નિયમોનું તારણ પ્રસ્તુત કરનાર 'ગઝલનું છંદશાસ્ત્ર' (દ્વિતીય સંવર્ધિત આવૃત્તિ) કદાચ પ્રથમ પુસ્તક હશે. આ માટે માતા સરસ્વતીએ મને નિમિત્ત બનાવ્યો એ માટે હું ગર્વ અને આનંદની લાગણી અનુભવું છું. લેખના અંતે દર્શાવેલ મારી **Website** પરથી આ પુસ્તકની **PDF File** વિનામૂલ્યે **Download** કરી શકાશે. ગઝલના છંદશાસ્ત્રના અભ્યાસ માટે એ પુસ્તકની **PDF File**ની **Print** કઢાવી લેવી જરૂરી છે.

| | |
|---|---|
| ૧ | સામાન્ય રીતે અ, ઇ, ઉ અને ઋ સ્વર તથા એ સ્વરયુક્ત વ્યંજન લઘુઅક્ષર ગણાય છે જ્યારે આ, ઈ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં અને અઃ સ્વર તથા એ સ્વરયુક્ત વ્યંજન ગુરુઅક્ષર ગણાય છે. લઘુઅક્ષરનો ઉચ્ચારણ સમય એક માત્રાનો ગણીએ તો ગુરુઅક્ષરનો ઉચ્ચારણ સમય એનાથી બમણો બે માત્રાનો થાય. લઘુઅક્ષર માટે 'લ' સંજ્ઞાનો અને ગુરુઅક્ષર માટે 'ગા' સંજ્ઞાનો પ્રયોગ કરવામાં આવે છે.<br>લ = લઘુઅક્ષર = ૧ માત્રાકાળમાં ઉચ્ચારણ<br>ગા = ગુરુઅક્ષર = ૨ માત્રાકાળમાં ઉચ્ચારણ |
| ૨ | જોડાક્ષરને એના પછીના અક્ષર સાથે જોડીને લખવામાં આવે છે પરંતુ જો જોડાક્ષરનો થડકાર એના પહેલાંના અક્ષર પર આવતો હોય તો એ જોડાક્ષર પહેલાંનો અક્ષર લઘુઅક્ષર હોય તો પણ જોડાક્ષરના થડકારને કારણે ગુરુઅક્ષર ગણાશે. જેમકે 'ચર્ચા' શબ્દમાં જોડાક્ષર 'ર્'નો થડકાર એનાં પહેલાંના અક્ષર 'ચ' પર આવતો હોવાથી 'ચર્ચા' શબ્દનું લગાત્મક સ્વરૂપ 'ચર્ચા = ચર્ ચા = ગાગા' જ થશે, લગા નહીં. એ જ રીતે સંયુક્ત=ગાગાલ, રક્ત=ગાલ, અશ્રુ=ગાલ, મૃત્યુ=ગાલ, રહસ્ય=લગાલ, અનર્થો=લગાગા વગેરે. |

| | |
|---|---|
| | જો જોડાક્ષરનો થડકાર એના પછીના અક્ષર પર જ આવતો હોય તો એ જોડાક્ષર પહેલાંનો અક્ષર એનાં મૂળ સ્વરૂપે જ પ્રયુક્ત થશે. 'રહ્યાં' શબ્દમાં જોડાક્ષર 'હ્'નો થડકાર એના પછીનાં અક્ષર 'યાં' પર જ આવતો હોવાથી એનું લગાત્મક સ્વરૂપ લગા જ થશે, ગાગા નહીં. એ જ રીતે રહ્યું, કહ્યાં, કહ્યું, સહ્યાં, સહ્યું, કર્યું, કર્યાં, ભર્યા, તર્યા વગેરે શબ્દોનું લગાત્મક સ્વરૂપ પણ લગા જ થશે.<br><br>કોઈ શબ્દનો પહેલો અક્ષર જ જોડાક્ષર હોય ત્યારે એ શબ્દનો પહેલો જોડાક્ષર લઘુ કે ગુરુ સ્વરયુક્ત છે એ જ જોવું. જેમકે વ્યથા=લગા, વ્યાધિ=ગાલ, પ્રિયા=લગા, પ્રથમ=લગા, વ્યસન=લગા, વ્યવહાર=ગાગાલ, વ્યવસ્થા=લગાગા, સ્વરૂપ=લગાલ વગેરે.<br><br>કોઈ શબ્દનો પહેલો અક્ષર હ્રસ્વ સ્વરયુક્ત જોડાક્ષર હોય અને બીજો અક્ષર પણ જોડાક્ષર હોય કે જેનો થડકાર પહેલા હ્રસ્વ સ્વરયુક્ત જોડાક્ષરને લાગતો હોય તો એ પહેલા હ્રસ્વ સ્વરયુક્ત જોડાક્ષરને ગુરુ જ ગણવો. જેમકે સ્વસ્થ=ગાલ, પ્રત્યય=ગાગા, વ્યસ્તતા=ગાલગા વગેરે.<br><br>કોઈ શબ્દનો પહેલો અક્ષર જોડાક્ષર હોય તો તેનો થડકાર તે પહેલાંના શબ્દના છેલ્લા અક્ષર પર લાગતો નથી. જેમકે 'સારી વ્યવસ્થા = ગાગા લગાગા'. |
| ૩ | ગુરુઅક્ષરના બધા જ એકાક્ષરી શબ્દો તથા બધા જ પ્રત્યયો લઘુ અને ગુરુ બંને સ્વરૂપે પ્રયોજી શકાય છે. જેમકે હું, તું, જે, કે, છું, હા, ના, નો, ની, નું, થી, એ, ઓ, માં, મેં, તેં, ત્યાં, ક્યાં, જ્યાં વગેરે. |
| ૪ | બધા જ અકારાંત દ્વિલઘુઅક્ષરીય શબ્દો ગઝલમાં ગા સ્વરૂપે જ પ્રયોજાય છે, લલ સ્વરૂપે નહીં. જેમકે કર, ભર, તર, તન, મન, ધન, દિલ, શિવ, હિત, ચિત, કુલ, ખુશ, ગુલ, મૃત, ગૃહ વગેરે. |
| ૫ | બધા જ અકારાંત ત્રિલઘુઅક્ષરીય શબ્દો ગઝલમાં 'લગા' સ્વરૂપે પ્રયોજાય છે. જેમકે ગઝલ, કમલ, નયન, નજર, અમન, ચમન, દિવસ, જિગર, જટિલ, તિમિર, જુલમ, ચતુર, મુકુટ, નિપુણ, પુનિત, વિકૃત, તૃષિત વગેરે. |

| | |
|---|---|
| | કેટલાંક અકારાંત ત્રિલઘુઅક્ષરીય શબ્દોનાં એકવચન અને બહુવચનના લગાત્મક સ્વરૂપોની સરખામણી જોઈએ કે જેમાં બહુવચનનું લગાત્મક સ્વરૂપ ગાગા થઈ જાય છે.<br>ગઝલ = લગા; ગઝલો = ગાગા.<br>નયન = લગા; નયનો = ગાગા.<br>નજર = લગા; નજરો = ગાગા.<br>દિવસ = લગા; દિવસો = ગાગા. |
| ૬ | દુનિયા, બુઢિયા, ગુડિયા વગેરે શબ્દોમાં છેલ્લા અક્ષરમાં 'ય' પ્રયોજાયો છે અને એનાં પહેલાંનો એટલે કે બીજો અક્ષર હ્રસ્વ 'ઇ' યુક્ત છે. આ પ્રકારના શબ્દોમાં હ્રસ્વ 'ઇ' એનાં પછીના 'ય' સાથે સંયુક્ત રીતે ઉચ્ચારાઈ જતો હોવાથી દુનિયા, બુઢિયા, ગુડિયા જેવા શબ્દોનું લગાત્મક સ્વરૂપ 'ગાગા' જ થશે, 'લલગા' નહીં.<br>દુ નિ યા = દુ ન્ ઇ યા = દુન્ ઇયા = ગાગા |
| ૭ | વિરોધી શબ્દમાં જ્યારે આગળ અક્ષર/અક્ષરો લગાડવામાં આવે ત્યારે એ અક્ષર/અક્ષરોના લગાત્મક સ્વરૂપને અલગ ગણી મૂળ શબ્દનું લગાત્મક સ્વરૂપ પાછળ લગાડવું.<br>સમય = લગા; કસમય = લલગા.<br>વચન = લગા; કુવચન = લલગા.<br>ચલિત = લગા; વિચલિત = લલગા.<br>સમાન = લગાલ; અસમાન = લલગાલ.<br>સ્વસ્થ = ગાલ; અસ્વસ્થ = લગાલ.<br>નામ = ગાલ; બદનામ = ગાગાલ.<br>મૃત્યુ = ગાલ; અપમૃત્યુ = ગાગાલ.<br>અસર = લગા; બેઅસર = ગાલગા. |

| | |
|---|---|
| ૮ | જો કોઈ લઘુઅક્ષરને ગુરુઅક્ષર મુજબ ઉચ્ચારતાં એ કર્ણકટુ ન લાગતો હોય તો એ લઘુઅક્ષરને ગઝલમાં ગુરુઅક્ષર તરીકે પ્રયુક્ત કરી શકાય છે. 'શક્તિ' અને 'ભક્તિ' શબ્દનું લગાત્મક સ્વરૂપ ગાલ થાય છે પરંતુ છૂટ લઈને ગાગા સ્વરૂપે પણ પ્રયુક્ત કરી શકાય છે. એ જ રીતે 'ભીતિ' શબ્દ ગાલ અને ગાગા એ બંને સ્વરૂપે પ્રયોજી શકાય છે. 'કવિ' શબ્દ લલ અને લગા એ બંને સ્વરૂપે તથા 'સરિતા' અને 'કવિતા' એ બંને શબ્દો લલગા અને લગાગા એ બંને સ્વરૂપે પ્રયોજી શકાય છે. 'ઉપાધિ' શબ્દનું લગાત્મક સ્વરૂપ લગાલ થાય છે પરંતુ છૂટ લઈને એ લગાગા સ્વરૂપે પણ પ્રયુક્ત થઈ શકે છે. 'બહુ' અને 'સહુ' શબ્દોનું લગાત્મક સ્વરૂપ 'લલ' થાય છે પરંતુ છૂટ લઈને એ બંને શબ્દો લગા સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. ('બહુ' અને 'સહુ' શબ્દો છૂટ લઈને ગા સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે.) |
| ૯ | અકારાંત શબ્દ પછીના શબ્દમાં પહેલો અક્ષર સ્વર પ્રયુક્ત થતો હોય તો લઘુ-ગુરુ માપમાં જરૂર અનુસાર બંને શબ્દોને સંયુક્ત રીતે ઉચ્ચારીને પણ છંદ સાચવી લેવામાં આવે છે. 'વસંત આવી'માં 'વસંત' અકારાંત શબ્દ છે અને પછીના શબ્દ 'આવી'નો પહેલો અક્ષર સ્વર છે તેથી 'વસંત આવી'નું લગાત્મક સ્વરૂપ લગાલગાગા હોવા છતાં 'વસંત+આવી=વસંતાવી' કરીને લગાગાગા સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. 'નજર આવે'નું લગાત્મક સ્વરૂપ લગાગાગા હોવા છતાં 'નજર+આવે=નજરાવે' કરીને લલગાગા સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. |
| ૧૦ | કોઈ, એનાં, એની, એનું, તેનાં, તેની, તેનું, મારો, તારો, મારી, તારી, મારું, તારું વગેરે શબ્દો ગાગા સ્વરૂપના હોવા છતાં લગા, ગાલ અને લલ સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. |
| ૧૧ | થઈ, ગઈ, લઈ, જઈ, કઈ, કંઈ મને, તને, અને, નહીં, અહીં, કહી, રહી વગેરે શબ્દો લગા સ્વરૂપના હોવા છતાં લલ અને ગા સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. |
| ૧૨ | 'એક' શબ્દનું લગાત્મક સ્વરૂપ ગાલ થાય છે પરંતુ જરૂર મુજબ ગા સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે. |
| ૧૩ | 'જ'ને જરૂર મુજબ અલગ લઘુઅક્ષર તરીકે પણ પ્રયોજી શકાય છે તથા એ પહેલાંના લઘુઅક્ષર સાથે સંયુક્ત રીતે ઉચ્ચારીને એ લઘુઅક્ષરને ગુરુઅક્ષર પણ કરી શકાય. જેમકે 'એક જ તું'ને ગાલલગા અને ગાગાગા બંને સ્વરૂપે પ્રયોજી શકાય છે. 'એક' શબ્દને જરૂર મુજબ ગા સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે પરંતુ 'એક જ તું'ને ગાલગા સ્વરૂપે પ્રયોજી શકાય નહીં. |

| | |
|---|---|
| ૧૪ | પંક્તિને અંતે આવતા અનુસ્વારની છૂટ અનુસ્વારના નિયમોને આધીન લઈ શકાય છે.<br><br>(૧)<br>(ગઝલકાર : ‘સૈફ’ પાલનપુરી)<br>ખુશ્બૂમાં ખીલેલા ફૂલ હતા ઊર્મિમાં ડૂબેલા જામ હતા;<br>શું આંસુનો ભૂતકાળ હતો શું આંસુનાં પણ નામ હતાં.<br><br>(૨)<br>(ગઝલકાર : ‘શૂન્ય’ પાલનપુરી)<br>આખો દિ’ યત્નો હસવાના;<br>અડધી રાતે ડૂસકાં છાનાં.<br><br>બંને શેર મતલા જ છે પરંતુ અનુસ્વારના નિયમોને આધીન અનુસ્વારનો પ્રયોગ બંને શેરની પહેલી પંક્તિના અંતે થયો નથી જ્યારે બીજી પંક્તિના અંતે થયો છે. |
| ૧૫ | આપણા ભારતીય છંદોમાં પંક્તિના અંતે આવતા લઘુઅક્ષરને જરૂર મુજબ ગુરુઅક્ષર ગણવાની છૂટ છે પરંતુ ગઝલના છંદશાસ્ત્ર અનુસાર પંક્તિને (મિસરા) અંતે આવતા લઘુઅક્ષરને અલગ ન ગણતાં એ પહેલાનાં ગુરુઅક્ષરમાં જ સમાવિષ્ટ કરી દેવામાં આવે છે એટલે કે પંક્તિના અંતિમ લઘુઅક્ષરને તે પહેલાનાં ગુરુઅક્ષર સાથે સંયુક્ત રીતે જ ઉચ્ચારવામાં આવે છે. બે ઉદાહરણો પરથી આ વાત સમજીએ. અહીં ઉદાહરણ સ્વરૂપે મતલા અને મકતા જ આપ્યા છે પરંતુ અન્ય શેર માટે પણ આ જ નિયમ લાગુ પડશે.<br>(૧)<br>(ગઝલકાર : ‘મરીઝ’)<br>બસ એટલી સમજ મને પરવરદિગાર દે;<br>સુખ જ્યારે જ્યાં મળે ત્યાં બધાના વિચાર દે.<br>દુનિયામાં કંઈકનો હું કરજદાર છું ‘મરીઝ’;<br>ચૂકવું બધાનું દેણ જો અલ્લાહ ઉધાર દે.<br><br>મતલામાં (બંને પંક્તિમાં) અંત્યાક્ષર લઘુઅક્ષર ન હોવા છતાં મકતાની પહેલી પંક્તિને અંતે એક લઘુઅક્ષર ‘ઝ’ વધારાનો છે જેને અલગ ન ગણતાં ‘રી’ સાથે સંયુક્ત રીતે જ ઉચ્ચારવામાં આવશે, એટલે કે ‘મરીઝ’ શબ્દનું ઉચ્ચારણ ‘મરીઝ્’ કરવાથી મિસરાનું વજન જળવાય જશે. |

| | |
|---|---|
| | (૨)<br>(ગઝલકાર : ‘શૂન્ય’ પાલનપુરી)<br>હોઠે ભાવ ને હૈયે વ્યંગ;<br>વાહ રે દુનિયા તારા ઢંગ.<br>અંગત વાતો વ્યક્ત ન કર;<br>‘શૂન્ય’ થશે મર્યાદાભંગ.<br><br>મતલામાં (બંને પંક્તિમાં) અંત્યાક્ષર લઘુઅક્ષર હોવા છતાં મકતાની પહેલી પંક્તિમાં એ વ્યવસ્થા જાળવવામાં આવી નથી, એના પરથી ઉપરોક્ત બાબત સરળતાથી સમજી શકાશે. |
| ૧૬ | ‘અનુભવ’ શબ્દનું લેખિત લગાત્મક માપ લલલલ થાય છે પરંતુ ‘અનુભવ’ શબ્દનું ઉચ્ચારણ ‘અનુભવ્’ કરવામાં આવે છે તેથી ઉચ્ચારણ મુજબ ‘અનુભવ’ શબ્દનું લગાત્મક માપ લલગા થાય છે. અહીં ‘અનુ’ સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરો છે અને ‘ભવ’ સંયુક્ત ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરો છે. ‘અનુભવ’ શબ્દ ગઝલમાં લલગા સ્વરૂપે જ પ્રયોજી શકાય છે તથા છૂટ લઈને લગાગા (અનૂભવ) સ્વરૂપે પણ પ્રયોજી શકાય છે.<br><br>ગઝલના છંદોમાં એકસાથે બેથી વધુ સ્પષ્ટ લઘુઅક્ષરોનો પ્રયોગ કરી શકાતો નથી. ‘અનુમતિ’ શબ્દનું લેખિત અને પઠન બંને સ્વરૂપે લગાત્મક સ્વરૂપ લલલલ (ચાર સ્પષ્ટ લઘુઅક્ષર) જ થાય છે તો ‘અનુમતિ’ શબ્દ ગઝલમાં કઈ રીતે પ્રયુક્ત થઈ શકે એ જોઈએ. ‘અનુમતિ’ શબ્દનું ‘અનૂમતી’ (લગાલગા) સ્વરૂપે કે ‘અનૂમતિ’ (લગાલલ) સ્વરૂપે પઠન કરવાથી પણ એ કર્ણકટુ લાગતો નથી. આમ ‘અનુમતિ’ શબ્દ ગઝલમાં લગાલગા કે લગાલલ સ્વરૂપે પ્રયોજી શકાય કે જેથી બેથી વધુ સ્પષ્ટ લઘુઅક્ષરો એકસાથે ન આવે. બેથી વધુ સ્પષ્ટ લઘુઅક્ષરોવાળા બીજા શબ્દો પણ ગઝલમાં આ રીતે પ્રયુક્ત કરી શકાય છે. ‘અનુમતિ’ શબ્દના પ્રયોગવાળી બે પંક્તિ ઉદાહરણ સ્વરૂપે પ્રસ્તુત કરું છું.<br><br>અનૂમતી જો મળે તમારી = લગાલગાગા લગાલગાગા.<br>ન મળી અનૂમતિ આપની = લલગાલગા લલગાલગા.<br>(આપ સૌને લગાત્મક સ્વરૂપ સમજવામાં સરળ પડે તેથી ‘અનૂમતી’ અને ‘અનૂમતિ’ લખ્યું છે પરંતુ આપ સૌ ગઝલ લખો ત્યારે ‘અનુમતિ’ જ લખવું રહ્યું, ‘અનૂમતી’ કે ‘અનૂમતિ’ નહીં.) |

<table>
<tr>
<td>૧૭</td>
<td>
જે છંદમાં બે લઘુઅક્ષરો એકસાથે પ્રયુક્ત થતા હોય એવા છંદની ગઝલોના અભ્યાસ પરથી લઘુ-ગુરુ અક્ષરોની ગણતરીમાં લેવાતી છૂટ વિશેની સમજણ સારી રીતે કેળવી શકાય છે. ખાસ કરીને ગુરુઅક્ષરને જરૂર મુજબ લઘુઅક્ષર ગણવાની છૂટ વિશેની સમજણ સારી રીતે કેળવી શકાય છે. બે લઘુઅક્ષરો એકસાથે પ્રયુક્ત થતા હોય એવા કેટલાંક પ્રચલિત છંદ નીચે મુજબ છે.
<table>
<tr><td>૧</td><td>લલગાલગા લલગાલગા લલગાલગા લલગાલગા</td></tr>
<tr><td>૨</td><td>લલગાલગા લગાગા લલગાલગા લગાગા</td></tr>
<tr><td>૩</td><td>ગાલલગા લગાલગા ગાલલગા લગાલગા</td></tr>
<tr><td>૪</td><td>ગાગા લગાલગા લલગાગા લગાલગા<br>(અરૂઝ મુજબ : ગાગાલ ગાલગાલ લગાગાલ ગાલગા)</td></tr>
<tr><td>૫</td><td>લગાલગા લલગાગા લગાલગા લલગા<br>(છેલ્લી સંધિ ‘લલગા’ને બદલે ‘ગાગા’ પણ લઈ શકાય)</td></tr>
<tr><td>૬</td><td>ગાલગાગા લલગાગા લલગાગા લલગા<br>(છેલ્લી સંધિ ‘લલગા’ને બદલે ‘ગાગા’ પણ લઈ શકાય)</td></tr>
<tr><td>૭</td><td>ગાલગાગા લલગાગા લલગા<br>(છેલ્લી સંધિ ‘લલગા’ને બદલે ‘ગાગા’ પણ લઈ શકાય)</td></tr>
</table>
</td>
</tr>
<tr>
<td>૧૮</td>
<td>
એક ગુરુઅક્ષરના સ્થાન પર સ્પષ્ટ ઉચ્ચારવાળા બે લઘુઅક્ષરોનો પ્રયોગ કે જેમાં પહેલા લઘુઅક્ષર પર એક શબ્દ પૂરો થતો હોય અને બીજા લઘુઅક્ષરથી નવો શબ્દ શરુ થતો હોય એ રીતના પ્રયોગની છૂટ, ફક્ત ગુરુઅક્ષરોના પ્રયોગવાળા છંદોમાં જ કરી શકાય છે. ‘કોણ કહે છે’માં ‘કોણ’નો છેલ્લો લઘુ ‘ણ’ અને ‘કહે’નો પહેલો લઘુ ‘ક’, એમ બે અલગ-અલગ શબ્દોના એક-એક લઘુ (કુલ બે લઘુ) મળીને એક ગુરુ ગણવાની છૂટ ફક્ત ગુરુઅક્ષરોના પ્રયોગવાળા છંદોમાં જ કરી શકાય છે. ગુરુઅક્ષરોના પ્રયોગવાળા છંદોમાં અષ્ટકલ સંધિ ‘ગાગાગાગા’નો જ પ્રયોગ થાય છે. આ છૂટ ‘ગાગાગાગા’ સંધિના પદ્યભારવાળા ગુરુઅક્ષરના સ્થાન પર લઈ શકાતી નથી. પદ્યભારની સમજ કેળવવા માટે મારા ગુજરાતી પુસ્તક ‘ગઝલનું છંદશાસ્ત્ર’ની (દ્વિતીય સંવર્ધિત આવૃત્તિ) **PDF File**ની **Print** કઢાવી એનો અભ્યાસ કરવો જ રહ્યો.
</td>
</tr>
</table>

